બનામે ખુદા.

# એશીયાટીક થીયેટ્રીકલ



મી. ગુલફામની કલમથી લખાયલો ખેલ નામે

# ચટાપટી

## નાટકનાં ગાયનો.



પ્રસિદ્ધ કરનાર.

**મી૰ વલ્લભ કેશવ નાયક.**

**કૃષ્ણ ભુવન, ખેતવાડી ૧૦ મી ગલી—મુંબઇ.**

નત ૧૦૦૦ સને ૧૯૧૯.

કીંમત ત્રણ આના.

# એક બે બોલ.



પરવર દેગારની પનાહ! આજે એક નવું કામ તેના નવાં રંગ રૂપમાં અને નવી રચના સાથે માથે ઉઠાવવાનું બીડું આએ નવી રચાયલી "એશીયાટીક થીએટ્રીકલ કંપનીએ" જડપ્યું છે અને મારી લાંબા વખતની એક ઉમેદ પાર પડી છે જેથી હું મારા પરવરદેગારની પનાહનો તલબગાર થયો છું. લાંબા વખતથી મને એવોજ ખ્યાલ હતો કે કોઇ કોઇ વાર વેરાયટી હવે એક પીસ મુકવો, આએ મારી ઉમેદની વાત મારા ભલા મીત્ર મી૦ વલભભાઇ નાયક જાણતા હતા અને તેવણ પણ મારા એ વીચાર સાથે મળતા થયા હતા, એક આખા નાટકમાં ત્રણ એકટ કરવા અને તે ત્રણે એકટમાં જુદા જુદા ત્રણ સ્કીત્સ મુકવા એ અમારી ધારણાથી અમે તે ધારણા મુજબ આજે અમોએ અમલ કર્યો છે, એ નવી રચના-કેટલે દરજજે પાર પડે છે તે તો હવે જોવાનું છે.

આએ નવી કંપની ઉભી થઇ છે; થીએટર મેળવવામાં હજારો તકલીફ ઉઠાવી છે; થોડાજ દીવસની મહેનત મસાલાગત કરી અથાગ મુશીબતો વચ્ચે આએ તૈયાર થયા છે. મી૦ વલભભાઇ જેમણે "ફાંકડા ફીતુરી" નાટકમાં "બમનજી ઘડીયાલ" નો પાર્ટ લાજવાબ

પુરેપુરી ફતેહમંદી સાથે ભજવ્યો હતો તેવણુની સરદારી હેઠળ આ આરતીસ્તોની ટુકડી તૈયાર થઇ છે અને તેમને માટે બંધએસતા પાટ ગોઠવવામાં મી૦ વલભભાઇએ પોતાથી બનતું કર્યું છે. કંપની ના માલેકે થોડાજ દીવસની રમતમાં જે ઉપજાવ્યું છે તે એક સાહસીક ઉદયોગીને માટે ધડો લેવા જોગ છે એમ મેં મારા અનુભવથી જોયું છે, સીનેમાં ખેલમાં દોઢ કે બે કલાક દબાઇ અનેક ફીલમ નાટકી તેમજ રમુજી અને ટોપીકલ જોવામાં આવે છે અને તે જોતાં તમાશબીનો ખુશ થાય. ત્યારે તેવીજ વેરાયટી નાટકના તખ્તા ઉપર એક સાંજે રજુ થાય તો તે પસંદ કરવા જોગ થઈ પડશે એમ માનવાને કારણ મળ્યું છે તે પસંદગી જો મળશે તો પારસી સંસારી રમુજી ફારસોના જમાનામાં એક નવો ફેરફાર થયલો ગણાશે. આ એક અખત્રો છે અને તે ફતેહમંદ ઉતરવાની મારી દુવા ગુજારીશ. મારી એવી પણ ઉમેદ છે કે મી૦ વલભભાઇ નાયક પોતાની નાટકી ચહડતી ઓર બી વધુ ખીલવા અને આ કંપનીના માલેકે વાપરેલાં જર અને જેહમતનો પુરે પુરો બદલો મળે.

છેવટે આ ખેલનાં ગાયનો વયોવૃદ્ધ ગૂર્જર સાક્ષર કવિ દિવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ દ્વિવેદીના શિષ્ય સાં૦કવી રત્નલાલ

માણેકલાલ દ્વિવેદિએ રચી આપી, મારાં આ નાટકના પ્રોઝને દિપાવ્યુ છે તેને માટે તેઓનું દિલોજાન એહસાન માની આ મારા " એક બે બોલ " પુરા કરૂં છું.

જમશેદી નવરોજ
૧૯૧૫.

લીં૦ દુવાગો,

ગુલફામ.

# ચટાપટી.

## નાટકના ગાયનો.



## અંક પહેલો.



૧

સગનવંતા ઉગતા પ્યારા આફતાબ
સુખ દઇને દુર કરજે કોમી આઝાબ...
નવરોઝી આપનું મુબારક બાદ...
પારસીને હરરીતે કરજે આબાદ
આ નવી કંપનીને શુભ મુરત તું દે
આ નવા કામને ભલી બરકત તું દે
પાર હમને પાડજે ફતેહની સાથ

મદદ માટે મળો પરવરનો હાથ
વધાવું તુને ફુલોથી જગના ચેરાગ
ફતેહ સાથ ખીલવજે હમનું દીમાગ

૨

ઉસ્તાદ દંડેબાજ ફુક્કડ આજ કરશું કામ
કોકીન પાનમાં ચાવી
શરાબને ચરાવી
હમનાં ને હમનાં જાસું બિરાદરો તમામ—
થસે જો ડંડાબાજી ટો લરશું હાથો હાથ
બતાવી હાથ લાવું સિકાર મારી સાથ
ખોદાની મેરબાનીથી હમે લેશું ઇનામ—

૩

અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે
કૃપા તેની થતાં જાણીશ કે કિરતાર મારો છે
ન મસ્જીદમાં ન મંદિરમાં ન મક્કામાં ન કાશીમાં
ફક્ત આ દિલ બની દિલમાં વસ્યો દિલદાર મારો છે
જૂનુના જોશમાં મજનું થઇ મ્હાલું છું બેપરવા
ન જેનો કોઇ પણ આધાર તે આધાર મારો છે,

૪

જોને તારા ગુલાબી ગાલ
કહેતા અજબ આવે-આ જોબન બાલ
ખાલી બનાવે શાની? શાને કરે છે હાંસી?
-દે પીછો મુકી, તું મારો પીછો મુકી
રહે ના વાત છુપી, એ વાત છુપી
કહેને ચુપ કાં ઉભી?

૫

બસ ગમે તેમ થાય;
મોટો દલ્લો મળી જાય;
તેથી લગન કરી દઉં આજ,—
પારકે પૈસે મોજે ઉડાવું;
છાંટી અત્તર ઓટો દીલબહાર.—બસ૦
નાટક જોવા ને રેસે જવામાં:
દોલતની કરૂં નહીં દરકાર.—બસ૦

ટેબ્લો.



## અંક બીજો.



૬

કર નજર મુજપુર તું એ કીરદીગાર બનીયો લાચાર
તું થા મદદગાર હાય બનીયો લાચાર
હાય હિંમત, હિંમત, હિંમત,
જાય જાન આ મારી, જાય જાન આ મારી
એ ખાલીકે બારી શખ તું ખબરદારી
જાય જાન આ મારી, જાય જાન આ મારી
એ પરવરદીગાર સત્તારને ગફુર
રહમ કર જારી તારો એ કીરદીગાર

૭

કીસીકી મેહેર, કીસીકી જફાને લૂટ લીયા
મયઁ કયા કહું મુજે કીસકી અદાને લૂટલીયા
મયઁ કિસકા શિકવા કરૂં અબિરે હમણો મોમીન
બુતોને લૂટી નજર દિલ ખુદાને લૂટ લિયા
એ માના હશ્રમેં પેશી ખુદા કરૂં શિકવા
એ કિસ જબાંસે કહું આશનાને લૂટ લિયા

નસીમ ગુલકે મજે કુચ્છતો લે ગઇ બુલબુલ
રહા જો થા વો બીજાંકી હવાને લૂટ લિયા

૮

સરે શોરીદા પ.એ દસ્ત પયમાં શામ હીજરા થા
કભી હમ થે બીયાંબાંમે કભી ઘર થા બીયાંબાંમે
ન સોયે અય બુતો હમ ચયનસે ભી કુંજમરકત મેં
કિસીકા પર્દા રખના થા કોઈ આંખોંમેં પિનહા થા
કયામત તક પસે મુર્દન રહીં એક તીશશી દીલમેં
મયે કહેતા થા કે હસરતથી વો કહતે થે કે અરમાંથા
બલાસે ચૂરચૂર કરદો શીશયે દિલકો,
ઇસીમે બંદે હસરતથી ઇસીમે કયદે અરમાં થા

**ટેબ્લો.**



## અંક ત્રીજો.



૯

અફડ ફ્કડ સહાય રહેનાર મોજી ધની મારો
હરવા-ફરવામાં પાની કર્યો જાય પૈસાના ભંડારો
કપરાં પેરવાનું છીખવારે લેઝ્‌ન
ગોરા બનવાની છીખવે છે ફેછન
મને મડમરી કરવાને ચ્હાય સુરત મોહનારો—
મને લાગે સુધારા એ કારી
લાજ-શરમ મુકાવી એણે મારી
હારી હવે હું તો એનાથી હાય પરમેહર ઉગારો—

૧૦

ઉં ઉં ઉં મુંબઇ નથી ગમતું ઉં ઉં ઉં
ગોટ પીટ કારે છીખ છે, ઉં, ઉં, ઉં.
આઇ વીલ છેન્ક યુ
છીનેમા જોઇ છું

લેમલા વાટર પાઉં
રડીને, રડીને, લડી વડીને ઉં ઉં ઉં
ભાણુકી મારી ચુપ મર ઉં ઉં ઉં
ચાલ મારી છાથે ફર ઉં ઉં ઉં
ખનાખન છનાછન દાદાને તારા દીધા રૂપીયા હજાર
લીટલ લીટલ કરાઇંગ મેકીંગમાઇ ડારલીંગ, કીહાં ચાલી તુ યાર
અરે ઓ ચમાર, છછરીયા ગમાર,
ડાલ મારી મારફાડ ડોન્ટ કર ઉં ઉં ઉં

## ૧૧

ભાઇ જેની સાસુ ભુંડી રે તેને પીડા અંતર ઉંડી રે
લાજ તજીને લરાઇ કરે વળી જોવાને લોકો ભરાય
સારા માનસના ઘેરની ફજેતી આખા જગતમાં થાય
ઈંગ્લીશ ઉર્દુ પારસી ભનેલો સભામાં મોટો ગનાય
લાજ તજી મુરખના મોનાના જમઈ હુંકારા ખાય
ચાર ઘરી જમઇ ઓશીસે જાય તો સુખ બંનેને થાય
એક ઘડી ઘરમાં બેસે તો શેર લોહી બરી જાય

## ૧૨

છાબ લોકમાં ફીરાવે તો છાચુ મડમડી નામ મારૂં
તાજમહેલમાં જમાડું તો છાચુ ચંપેલી નામ તારૂં
ફ્રાછીનનો છોલજરીયો જેમે નચાવે નચાવું
છાહેબનો છોલજરીયો જેમે નચાવે નચાવો
ફ્રાછીનની ખુબી દેખારૂ
લાયા છો પાછે મુને મારા છાહેબજી?
જાછો કાં હવે છીનામાંથી?
ઓ ડેમ છાહેબજી, ગોડેમ છાહેબજી.



